॥ શ્રી ॥

# જુગતંબાસ્તવન.

અંક વીસમો.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,

નડીયાદ નિવાસી નાગર સાઠોદરા;

માણેકલાલ લલ્લુભાઇ મહેતા.

શ્રીજૈન વિદ્યાવિજય પ્રેસમાં શા. વાડીલાલ નાથાલાલે
છાપ્યું. ઈચીરોડના પુલ આગળ—અમદાવાદ.

સં. ૧૯૬[illegible]. પ્રત ૫૦૦ સને ૧૯ ૭.

શ્રાવણ શુકલમાં આવૃત્તિ ૧. માહે અગસ્ટ.

મફત.



॥ શ્રી ॥

# જુગતંબા સ્તવન.

## અંક વીસમો.

### ગણપતીનો સ્તુતી.

દોહરો.

પ્રથમ પુજુ ગણપતીને, ઉમીયા સુત નમું પાય,
વિસમું સ્વતન અંબાતણું, રચવા મન ઉભરાય.
માટે યાચુ શુણનીધી, પ્રથમ પ્રણમું તમ નામ,
કૃપા કરી જીભે વસો, સુધરે સઉ મુજ કામ.

### સરસ્વતીની સ્તુતી.

ગીતી વૃત.

જય જય જય બ્રહ્માતનયા, સરસ્વતી નમું હું તમ પાય,
વીસમું સ્તવન અંબાનું, રચવા કરજો મને તમે સહાય.

## ગરૂબી.

અલબેલીરે અંબે માત જોવાને. એ રાગ.

જય જય શ્રી અંબે માત આરાસુરવાળી,
છો વીશ્વ વીશે વીક્ષાત ગબ્બર ઘઢ વાળી.
ગબ્બર ઘઢમાં આદ્ય સ્થાનકને આરાસુર વસ્યાં માયરે,
ભક્તો ઘણા આવે દરબારે, નમતા મા તમ પાય. આદ્ય.
સાલંકૃત સીંહાસન ઉપર, સોળ ધરી શણુગારરે,
બીરાજ્યાં અંબે અલબેલી, જાગતી જ્યોત અપાર. આ.
જેના મનમાં ભાવ છે જેવો, તેવાં દ્યો દરશનરે,
આનંદ આપો ત્હેને મૈયા, જેનું નીરમળ મન. આ.
વીમળ વણીકને પ્રસન થયાં મા, ચારી તમારી ગાયરે,
રીદ્ધ સીદ્ધને નવનીદ્ધ આપી, રંકનો કરીઓ રાય. આ.
શ્રાવણ સંઘ નાગરનો આવે, વદ ચઉદશને દીનરે,
તે દીવસે તમ સામે અંબા, નાગર કરે છે હવન. આ.
દરશન કરે સઉ પ્રેમ ધરીને, આનંદ અંગ ન માયરે,
ચરણે નમી પછી ચાચરમાં જઇ, ગુણ મા ત્હારા ગાય. આ.
આ માસે અંબા પુજવાનો, સંઘનો હોકારો થાયરે,
નાગરને બ્રાહ્મણો સઘળા, અંબા પુજવા જાય. આ.
નાગરો માની પુજા કરે ત્યારે, ભટજી ના રહે ડેહેરા માંહ્યરે
નાગર સંઘવી કુમકુમ અરચા, કરે સર્વને ત્યાંય. આ.
પુજા કરે મા પાસે જઇને, આદ્ય અનાદ્યની રીતરે,
ઇષ્ટ મૈયા નાગરની માટે, રાખે નાગર પર પ્રીત. આ.

પુજા કરી થાળ મા પાસે મેલી, શકાદય સઉ ગાયરે,
આરતી વખતે ઘંટ ઘણેરા, વાગે મંડપ માંહ્ય. આ.
અંબા સામે ગુલાલ અબરખ, ઉરાડે નાગર ત્યાંયરે,
જય જય શબ્દ કરે સઉ જનને, આનંદ અતીશે થાય. આ.
વેદ મંત્રથી પુષ્પો અરપી, નમે સઉ માને પાયરે;
જય જય અંબા ઉચરતા સઉ, નીજ ઉતારે જાય. આ.
પછી અંબાના ચાચર ચોકમાં, પ્રગટે ચાચર ત્યાંયરે;
અંબે માના ભકતો સરવે, ચાચર ફરતાં ગાય. આ.
ભવાઈ ભલેરી નાગર કરતા, નમી અંબાને પાયરે;
અંબે મૈયા તે નીરખીને, ભકતોને કરતાં સહાય. આ.
સંઘના લોક ગબ્બર કોટેશ્વરે, દરશન કરવા જાયરે;
માની ઇછા હોય ત્યાં સુધી સઉ સંઘ થકી તો રહેવાય. આ.
છેલ્લે દીવસે પંચતીરથી કરી, નમતા માને પાયરે;
સુલેન પાહીનો દેવી કહી પછી, નીજ ઉતારે જય. આ.
નીકળે તે દી વીદાયગીરીના, ગરબા નાગરો ગાયરે;
દરસન વહેલા તેડજો અંબા, કહીને થાતા વીદાય. આ.
માણેકલાલ નડીયાદના વાસી. ગુણ મા ત્હારા ગાયરે;
નાગર સાઠોદરાને દરશન કરવા શ્રાવણે તેડજો માય. આ.

———

રાગ ધનાશ્રી.

અંબા તુજ આધાર, મ્હારે છે અંબા તુજ આધાર;
વેદ વંદની અંબાભવાની, નીત્ય નામ કરૂં હું ઉચ્ચાર. મા.

તુજ બીન અન્ય શરણ નહી મ્હારે, જાણો છો જગદાધાર. મા.
સુરીન્દ્ર મુનીન્દ્ર જોગીન્દ્રની જાયા, તુ સઉને સ્રજનાર. મા.
લક્ષ્મી રૂપે વસ્યાં જગતમાં, તમથી ચાલે સંસાર. મા.
સુખ સંપતી તું આપવાવાળી, તું છે તારણ હાર. મા.
રીદ્ધી સીદ્ધીને નવ નીદ્ધી આપી, ભક્તની લાજ વધાર. મા.
બાંહ્ય ગ્રહ્યાની લાજ રાખીને, આ ભવ પાર ઉતાર. મા.
સુત વાત્સલ્યભાવ રાખી અંબા, કાર્ય તો મ્હારાં સુધાર. મા.
મા વીના કોની પાસે હું માગુ, તે તું મનમાં વીચાર. મા.
માટે તમ પાસે હું માગવા આવ્યો અરજ મ્હારી ઉર ધાર. મા.
કલ્પવૃક્ષને શરણે હું આવ્યો, મા તું મનવાંછીત આપનાર. મા.
મુજ કૃતી સામુ નવ જોશો, રાખો અરભક પર પ્યાર. મા.
ભકતોને અભયવર દેઇને, ભર્યાં ર્હેં ધન ભંડાર. મા.
મુજ અપરાધની માફી આપી, જશ જસ તું આપનાર. મા.
અકળકળા અલબેલી તમારી, કોઇ ના પામ્યા પાર. મા.
આ કળિયુગમાં સ્તુતી કરી ગુણ, ગાઉ ત્હારા ત્રીપુરાર. મા.
એવી વીમળ વાણી આપીને વસો, મુજ અંતર મોઝાર મા.
નાગર સાઠોદરા માણેકલાલની, અરજ તું અંબા સ્વીકાર. મા.
નડીયાદવાસી ભક્ત તમારાને, દરશન તેડો તમ દવાર. મા.

——:(૦):——

## ગરબી.

### નાગર સમસ્તના ઇષ્ટદેવ હાટકેશ્વરનો ગરબો.

રાગ પુનમ ચાંદનીનો.

નમુ હું શંભુ સુતને; સમરૂ સરસ્વતી માતનેરે;
વીમળ વાણી આપો, શીવ ગુણ ગાવા કાજ;
હેતે પ્રેમ ધરી શ્રીહાટકેશ્વર આરાધીએરે.

સાખી

ગાઇએ ગુણ મહાદેવના, જગ જાહેર જગતાત;
વડનગરે બીરાજતા, સાથે ઉમયા માત,
એવા હાટકેશ્વરના ગુણ ગાઓ નરનારીઓરે,
દેશે અમ્મરપદને મોક્ષ સદા સુખદાય. હેતે પ્રેમ ધરી.

સાખી

ઇષ્ટદેવ નાગર તણા, વીશ્વે જે વીક્ષાત;
આરાધો તમે હેતથી, રૂદે થઇ રળીયાત.
ત્હેનાં દરશન કરવા ચાલો સઉ ઉમંગથીરે,
નીરખો નમન કરીને રાજ્ય રાજેશ્વર રાય. હેતે પ્રેમ ધરી.

સાખી

કરૂણા કરી કૈલાસથી, અવની ઉપર ઇશ;
વાસ વસ્યા વૃદ્ધનગરે, ખ્યાતી સરવે દીશ.
એવાં શંભુનાં દરશન કરો સદભાવથીરે,
જેથી આનંદ આપે ઇષ્ટદેવ કરી સાથ. હેતે પ્રેમ.

## સાખી

શોભે સનમુખ ગોખમાં, આદ્ય ભવાની માય;
સૃષ્ટી નીપાવી શક્તીએ, પારવતી ઉમયાય.
દેવી મંમાયાનાં દરશનથી દુખ જાયછે રે,
આપે મનવાંછીત સુખ સઘળાં સાથે માય. - હેતે પ્રેમ.

## સાખી

નામ ધરાવ્યાં સૃષ્ટીમાં, પ્રથમ પારવતી એક;
ઉમા શંકરી ચંડીકા, ગૌરી આદી અનેક.
એવાં આદ્યદેવીને અંતરમાં આરાધીએરે,
નીરખો નયન ભરી સઉ ભક્તો સુધરે કાજ. હેતે પ્રેમ.

## સાખી

શીવા સાંભવી અંબીકા, આદ્યશક્તી જે માત;
કૃપા કરી રક્ષણુ કરો, ભક્ત તણું દીન રાત.
માટે આદ્યભવાની નીરખો સરવે નેહથીરે,
જેથી પુર્વજનમનાં પ્રાયશ્ચિત દુર પળાય; હેતે પ્રેમ.

## સાખી

જ્યોતી સ્વરૂપ તો બાર છે, વરણુવુ ત્હેનાં નામ;
નાગરની રક્ષા કરે, વસી વડનગર મુકામ.
હાટકેશ્વરમાં મહાદેવ વાસ વસી સરવે સ્હારે,
નામ ધરાવ્યાં વીધ વીધ કોઈ ના પામ્યા પાર. હેતે પ્રેમ.

## સાખી

મહંકાળ, સોમનાથને, રામેશ્વર, નાગનાથ;
મમલેશ્વર, કેદારને, ધુષ્મેશ્વર વઇજનાથ;
કાશી વીશ્વેશ્વર, ને મલીકારજુન, ભીમનાથ છેરે,
ત્રંબક, સાથે ત્યાં તો મહાદેવજી થયા બાર. હેતે પ્રેમ.

## સાખી

પુજે સઉ જળ ચંદને, અક્ષત બીલવી સાથ;
ગુલાલ કંકુ અબીલને, સીંદુર લેઇને હાથ.
ધુપ કરી નૈવેદ ધરાવે શ્રી હાટકેશનેરે;
કપુર સાથે આરતી કરતા નાગર ત્યાંય. હેતે પ્રેમ.

## સાખી

પ્રેમે કરી પુષ્પાંજળી, ગુણ શીવ શક્તીના ગાય;
જય હાટકેશ્વર બોલતા, શોભા કહી નવ જાય.
એવા હાટકેશ્વર મહાદેવજીને સરવે નમોરે,
દેશે રીદ્ધી સીદ્ધી સાથે સુખ સદાય. હેતે પ્રેમ.

## સાખી

સંવત ઓગણી અગનાસીએ, વઇશાખ સુદ સોમવાર;
સુદી પુનમને દીને, ગરબો થયો તઇયાર.
માણેકલાલ લલ્લુભાઈ ગરબો કરી ગુણ ગાયછે રે.
નાગર સાઠોદરાનો નડીયાદ મધ્યે વાસ. હેતે પ્રેમ.

## સાખી

આ ગરબો હાટકેશનો, શીખે સુણે જે ગાય;
નવનીદ્ધ મહાદેવ આપશે, આનંદ દેશે સદાય.
ગરબો ગાયો મ્હેતો આનંદે હાટકેશનોરે,
નાગર નરનારી સઉ ગાજો ઉમંગ ભેર. હેતે પ્રેમ.

—✲—

## ગરબી.

### આઠવારની સ્વારીની.

રાગ ગુરૂ ગોવીંદના મહીનાનો.

આદીતે આનંદ મુજને થાએરે,
ગુણ ગાવા અંબે માત ઉર ઉભરાએરે;
વસ્યાં આરાસુરની માંહ્ય શક્તો સંગેરે,
આવ્યાં ગબ્બરગઢથી માય અતી ઉમંગેરે.
બેઠાં સીંહાસન સાક્ષાત જ્યોત્યો ઝળકેરે,
કોટી ચંદ્ર રવી સમ તેજ મુખડું મળકેરે;
ત્હારી કીરતી શ્રી અંબાય જગતે જાણીરે;
તને વેદ નેતી નેતી માય સાસ્ત્ર વખાણીરે.

### માલીનીવૃતની સાખી

અકળીત છબી ત્હારી, વાઘની કીધી સ્વારી;
પ્રબળ બળ વધારી, મહીશાને નાંખ્યો મારી.

સોભે શ્રી અંબાય, સરણુ સુખદાતારે;
આવે સુર સઉ સાથે શીવ, વીશ્નુ વીધાતારે.
કરી દરશન ત્હારાં માત, સ્તુતી કરતારે;
નમી ચરણે જુગદેવ્યાય, ધ્યાનજ ધરતારે.
નારદ વીણા લેઈ ગાન, ત્હારૂં ગાએરે.
માગે મનવાંછીત દો માય, કરીને સાહેરે;
એવાં હીમગીરી સુતાય, આનંદ દેજોરે;
ઉમયા પારવતી માત, રદય મુજ રહેજોરે.

સાખી

નંદીએ કરી સ્વારી, નીરખુ તુજ તેજ ભારી;
ભક્તો જાય બલીહારી, કીરતી ગુણ ગાય ત્હારી.
મંગળે મંગળ કાર્ય, ભક્તનાં કરતાંરે;
નીજ જનની રાખી લાજ, અરજ ઉર ધરતાંરે.
મ્હારે તમ વીના જગતની માંહય. અન્ય નહી કોઇરે;
મ્હારે સાચો તુજ આધાર, જનમી તને જોઇરે.
હું તો માત સહોદર સર્વ, જાણુ તુજનેરે;
રાખી બાંહ્ય ગ્રહ્યાની લાજ, દરશન તેડો મુજનેરે.
કરી કરૂણા દ્રષ્ટી માત, કાર્ય સુધારોરે;
આપી મનવાંચ્છીત તમ માય, હેત વધારોરે;

સાખી

કરી સીંહ સ્વારી, હાથ ત્રીશુળધારી;
નાંખ્યાં ચુંડમુંડ મારી, વીશ્વમાં કીરતી ત્હારી.

બુધ બહુ બળવંત, માયા તમારીરે;
ઘટ ઘટ ને સરવે ઠામ, વીશ્વ વીસ્તારીરે.
તુજ અંકળ કળાનો પાર, કોઇ ના પામ્યારે;
સુર સરવ ઇંદ્રાદીક દેવ, ગુણ ગાઇ વીરામ્યારે.
મને સુખ સંપતી મા સર્વ, આપો અંબારે;
તેડો દરશન કરવા કાજ, ચાચર રમવારે.
તમે કલ્પવૃક્ષ મંમાય, માગ્યાં આપોરે;
ભકતોને દ્યો આનંદ, દુખ સઉ કાપોરે.

સાખી

બુધે હસ્તી સ્વારી, કરી ત્હેં માત મ્હારી;
રૂપ કાળીકાધારી, દહીતને નાંખ્યા મારી.

ગુરૂએ ગરૂડ પર આપ, લક્ષ્મી બીરાજોરે;
ઉદધીની તનયા માત, ગોખે ગાજોરે.
તમે અક્ષેચંદની અરજ, ઉરમાં ધારીરે;
સમુદ્રથી તાર્યા વ્હાણ, ત્રીશુળ કર ધારીરે.
તે ત્રીશુળ તમ અજાસીએ, મા ચળકેરે;
શીખર પર સોના કળસ, તે બહુ ઝળકેરે.
તું ભક્તને જસ દેનાર, જગતે જાણીરે;
ત્હારા ગુણ ગાવાને માત, વીમળ દ્યો વાણીરે.

સાખી

મહાલક્ષ્મી માત મ્હારી, ગરૂડે કરી સ્વારી;
તેજ અંબાર ભારી ભક્તનાં સાહકારી.

શુક્રે સ્વારી હંસની મા કરતાંરે;
બ્રહ્માણી છો ભરપુર, બળ બહુ ધરતાંરે.
તમે વીમળને આપી રીદ્ધ સીદ્ધ, ચારી તમ માયરે;
હસ્તી ઘોડા ઝુલે તેને ઘેર, રંકનો કર્યો રાયરે.
એવાં અનેક ભક્તનાં કાર્ય, મા ત્હેં કરીયાંરે;
નીજ જનનાં દુખ કરી દુર, સંકટ હરીયાંરે.
હું તો નીત્ય નીત્ય નમું તમ પાય, મા અલબેલીરે;
તુજ ચાચર ચોકની માંહ્ય, આનંદ એહેલીરે.

સાખી

બ્રહ્માણી રૂપધારી, હંસની કીધી સ્વારી;
ભક્તનાં ભય હારી, જ્યોતો ઝળકે તમારી.

મા શનીએ સરસ્વતી માત, મયુરની સ્વારીરે,
નીરખંતાં દુખ સઉ જાય, જાઉ બલીહારીરે;
મા શરણે આવ્યાની સાહ્ય, સેહેજે કરતાંરે.
તેને રીદ્ધ સીદ્ધ આપી માય, દુખ સઉ હરતાંરે;
આ જગમાં જનમી માત, તુજને ના જોઇરે;
તેનો એળે ગયો અવતાર. બેલી નહી કોઇરે.
જેને ત્હારો છે વીશ્વાસ, ત્હેનાં કાર્ય કરતાંરે;
ત્હેંને સફળે ફળોછો માત, આનંદ ભરતાંરે.

સાખી

સરસ્વતી સુખકારી, કીધી મોરે ત્હેં સ્વારી;
વાણી દીધી સુધારી, વીશ્વની માત મ્હારી.

તુ છે ભક્ત તારણી માત, અભય સુખ દેતાંરે;
અરભકની મા સંભાળ, નીત્ય નીત્ય લેતાંરે.
આપો મનવાંચ્છીત મંમાય, આનંદ પામુરે;
મ્હારા દોષ ના જોશો માત, ચરણ શીશ નામુંરે.
માણેકલાલ ત્હારો દાસ, કરજોડી કેહેછે રે;
નાગર સાઠોદરા ન્યાત, નડીયાદ રેહેછે રે.
આ આઠવાર નરનાર, જે કોઇ ગાએરે;
ત્હેની અંબા પુરશે આશ, કરશે સાહ્યરે.

સાખી

જય જય અંબાય, નીત્ય નમું તમ પાય;
ભક્ત ગુણ તુજ ગાય, કરજો સહાય સાહ્ય.

---

ગરબી.

રાગ પીલુ ગીરધારીરે આંખ ન મારો તમારી—એ રાગ.

ચાલો જઇએરે દરશન કરવા ત્યાંય,
જ્યાં બીરાજે બહુચર માય,
ત્યાં જઇનેરે બહુચર ચરણે નમીએ;
માના ચાચર ચોકમાં રમીએ.
ઝુલ. માનાં પ્રેમથી દરશન કરીએરે,
માનું ધ્યાન રૂદયમાં ધરીએરે;
નેનામૃતે આનંદ ભરીએરે,

જેના ગુણલારે રૂષી મુની સરૂ ગાય. જ્યાં બી.
સીંવ્હાસનેરે બેઠાં મા અલબેલી,
જ્યાં નીત્ય આનંદની એહેલી;
મતબાલીરે બહુચર છે બીરદાળી,
છે ભક્ત તણી પ્રતીપાળી.
ઝુલ. માના ગોખની શોભા સારીરે,
આંગી દીસે અતી તેજ ભારીરે;
માએ કુકડે કરી છે સ્વારીરે,
તે નીરખતાંરે આનંદ અંગ ના માય. જ્યાં બી.
માની જાગતીરે જ્યોત્યો બેઉ પાસ ઝળકે,
માના મુગટમાં હીરલા ચળકે;
સાડી જરકસીરે પેહેરી કસબી કોર,
ચરણાચોળીમાં કસબી દોર;
ઝુલ. કુમકુમ ચાંદલો ભાળે ચળકેરે,
દામણીએ મોતી ઝળકેરે;
માને બેઉ કાને એરીંગ લળકેરે,
માના ઉરપરરે મોતીહાર સોહાય. જ્યાં બી.
મોહનમાળારે ગુલ છડી ગુલજાર,
મગમાળાને રત્નમણી હાર;
કંઠે ધરીયોરે ફુલ ચંદાના હાર,
જાઇ જુઇને કેતકી અપાર;

ઝુલ. હાથે ચુડી બંગડીઓ સારીરે;
મોતી વાંક ઝળકે બહુ ભારીરે,
કડાં સાંકળાં અતી સુખકારીરે;
પેહેરી બેઠાંરે આનંદે મંમાય. જ્યાં બી.

પાએ નેપુરરે ઝાંઝર ઝમઝમ ઝમકે,
અણુવટને બીછુવા ઠમકે;
કલ્લાં કાંબીરે ઘુઘરાનો ઘમકાર,
માના લંગર ચળકે અપાર;

ઝુલ. એવા શણગાર સજી સુખદાયરે,
બીરાજ્યાં શ્રી બહુચર માયરે;
કરે દરશન ત્હેનાં દુઃખ જાયરે,
માના ચાચરેરે, ગરબા સઉ જન ગાય. જ્યાં બી.

ડેહેરા પાસેરે, બીરાજ્યા નારસંગવીર;
વળી હનુમંત છે બળવીર,
પશ્ચિમ બાજુએરે વરખડી વૃક્ષ સોહાય;
મુળ પ્રગટ થએલાં ત્યાંય,

ઝુલ. ત્યાં પુજા માની થાએરે;
આંગી દીસે અલોકીક ત્યાંયરે,
દરશન કરતાં દુઃખ સઉ જાયરે;
માન સરોવરેરે સઉ જન જઇને નાહ્ય. જ્યાં બી.

વળી મ્હાદેવરે કેદારેશ્વર ત્યાંય,
માનું કુરૂક્ષેત્ર તે કેહેવાય;
વાવ કુંડમાંરે સઉ જન જઈને નાહ્ય,
તે છે સીદ્ધક્ષેત્ર મહીમાય;
ઝુલ. ત્યાંથી સનખનપુર સઉ જાયરે,
આવી નમે બહુચરને પાયરે;
પંચ તીરથ પુરી ત્યાં થાયરે,
રજા માનીરે માગીને સઉ જન જાય. જ્યાં બી.
માણેકલાલરે બહુચર દાસ તમારો,
મ્હારે ઓથને આશરો ત્હારો;
શહેર નડીયાદરે વાસ છે મૈયા મ્હારો,
બાંહ્ય ગ્રહ્યાની લાજ વધારો;
ઝુલ. તેડી દરશન મા મને દેજોરે,
મુજ પ્રણામ માની લેજોરે;
માજી મુજ અંતર વસી રહેજોરે,
મતબાલીરે ભક્તને કરજો સાહ્ય. જ્યાં બી

દોહરો.

વિસ સ્તવન મા તાહ્યરાં, કરીને લાગુ પાય;
એકવીસ રચવાની મતી, આપી કરજે સાહ્ય.

સમાપ્ત.